સુધરેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમીટીએ

તૈયાર કરેલી.

# પહેલી ચોપડીના અર્થ

(જેની અંદર અર્થ; (કવિતાની સમજુતી; અઘરા શબ્દો; જોડાક્ષરો; ડમ્બેલ્સની ડ્રિલ; પાઠના સવાલ; તથા સાર વગેરે.)

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો.

રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.



સને ૧૯૨૨

છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનુ ઠેકાણું—'શંકર' પ્રી. પ્રેસ ચઉટાના પુલપર—સુરત.

કિંમત અઢી આના.

# પહેલી ચોપડીના અર્થ.

પાઠ ૧.

દિવાળી=વરસનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ
અક્ષર=હરફ; હરફ,
નિશાળ=ભણવાનું ઠેકાણું
રજા=છુટ્ટી.
પેટી=કોઠરી
પાછી વળી=ફરી.
ભેગી=સાથે; એકઠી
લીંપેશુ પે-છાણ રુટો

ડાથી સાફ કરે.
લીંપે છે=ચોપડે છે; છાંટે છે
સંજેરી=ધારી
ઘુઘરા=ઘુઘરાના આકારનો ઘઉંનો બનાવેલો ગળ્યો પદાર્થ
સાથીઆ=ચુનાની ફાક વગેરેના કાઢેલા ચિત્ર
આંગણામાં=બારણા આગળ
જમવાનું=ખાવાનું

લુગડાં=કપડાં
ઘરેણાં=દાગીના, જણસો
દારૂખાનું=આતસબાજી
ફોડે છે=સળગાવે છે.
સૌ=બધા
ગીત=રાગથી ગાવું તે
ઘરઘર=ઘેરઘેર
ફટાકડા=ફટાકા
હરખાય=ખુશી થાય.

સમજુતી—દીવાળીના દહાડામાં ઘેરઘેર દીવા સળગે છે અને ફટાકા ફડાફડ ફૂટે છે, તેથી છોકરાઓ ઘણા ખુશ થાય છે.

પાઠ ૨.

વાર=દિવસ
વિષે=બાબત
કચેરી=કોરટ.
બંધ રહે છે=રજા પડે છે

રવિ=સુરજ; સૂર્ય
દેવળ=દેહરું.
ફેરે=પછી.
મુસલમાન=મુસલમાની ધર્મ માનનાર

જુમેરાત=ગુરૂવારની રાત
પાછો=ફરીને; બીજીવાર
અઠવાડીયું=સાત દિવસ

સમજુતી—પહેલો રવિવાર, બીજો સોમવાર, ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરૂવાર, છઠ્ઠો શુક્રવાર, આવે છે.

સાતમો વાર શનિ છે. તે છેલ્લો વાર ગણાય છે; એની રીતે સાત દહાડાનું એક અઠવાડીઉં થાય છે.

પાઠ ૪.

ફરતી=ચારે બાજુએ; આસપાસ.
વાડ=કાંટાનો કે તારનો બનાવેલો આંતરો,
દરવાજો=મોટું બારણું
માંહે=અંદર
ફુલઝાડ=ફુલ થાય તેવા ઝાડ.
વેલ=વેલો; ભોંયપર પથરાતો ઝાડ
ચોકઠું=ચારે બાજુથી જડી લીધેલું લાકડાનું ઘર
વાવટા=નિશાન; ધજા
મોગરી=ઘંટ વગાડવાની લાકડાની હથોડી.
મહેતાજી=માસ્તર; ગુરૂજી
બેઠક=બેસવાની જગા
કલાકની શીશી-કલાક જાણવાનું સાધન
ગામ=જ્યાં થોડાં કુળી-ઓ અને ઘર હોય તે
નકશો=ગામ કે દેશનો ચિત્રથી નમુનો.
ચિત્રો=છબીઓ.
ટાંગેલાં=લટકાવેલાં
ઘોડી=પાટીઉં મુકવાની બેઠક
કસરત=મહેનત કરી શરીરને મજબુત બનાવવું તે.
માટી=મટોડી.
મજાની=સારી.
અહીં=આ ઠેકાણે
રોજ=હંમેશાં.

પાઠ ૫.

ધોતલી=પોતડી; ધોતડી
અંગરખી=ડગલી.
જોડીઓ=નાના બુટ; ખાસડીઓ
દરજી=લુગડાં શીવનાર
સુરવાલ=સાંકડા પાયચાનો લેંઘો.
ફુલીઉં=મહોલ્લો.
કોટ=ડગલો
ઘાઘરી=નાનો ચણીઓ
ઓઢણી=છોકરીઓને ડીલે તથા માથે ઓ-ઢવાનું પણ ગજનું લુગડું
પરીક્ષા=તપાસણી.

પાઠ ૬.

ચોકખાઇ=સફાઇ; સુઘડતાઇ.
ચોકખા=સાફ.
મેલાં=ગંદા, મેલવાળા.
બરાબર=સારી રીતે.
ડીલ=શરીર
ગંદી=ખરાબ; મેલી
અડાય=અડકાય.
ફાળીઓ=લુગડું; સાદું
ખાસ=ઝીણી ફાળી;

ખુજળી
ધોવડાવવાં=સાફ કરાવવાં
ડાઘા=ટપકાં.
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા.

ગંદવાડ=ગોજવાડ.
નાથ=ધણી.
માંદા=આજારી.
કવિતા=ગાયન.
મુખડું=મોં.

દીલ=મન.
જગન્નાથ=જગતના ધણી; પરમેશ્વર.

**સમજુતી**—મારો ઓટલો સાફ છે, અને મારા ઘરનો ચોક પણ સાફ છે; મારાં લુગડાં સાફ જોઇને, બધા લોક મને ચોકખો કહે છે. (૧) મારું મોં સાફ છે, અને મારા હાથ પગ ચોકખા છે મારા ચોકખા (પાપ વગરના) મનમાં પરમેશ્વર બિરાજે છે. (૨)

પાઠ ૭.

વરસગાંઠ=સાલગીરી; જન્મ દિવસ.
ભાવ્યાં=પસંદ પડયાં; સ્વાદ લાગ્યાં
ઝટ=જલદી.
ભાણો=બેનનો છોકરો; ભાણેજ.
કઢી=છાશમાં ચણાનો લોટ આદુ મરચાં હળદર નાખી ઉકાળેલી તે.
હાથ પણ અડયો નહિ=જરા પણ ખાધું નહિં
બીડાં=પાનમાં ચુનો કાથો સોપારી વગેરે મુકી બનાવેલી પટ્ટીઓ.

પાઠ ૮.

કાકો=બાપનો ભાઇ
કાકી=કાકાની વહુ
ભત્રીજો=ભાઇનો છોકરો
મામો=માનો ભાઇ; બાપનો સાળો
મામી=મામાની વહુ
ભાણેજ=બેનનો છોકરો; ભાણો
ફોઇ=બાપની બેન
ફુઓ=ફોઇનો વર
માસી=માની બેન.
માસો=માસીનો વર
પીતરાઇ=કાકાનાં છોકરાં
મોળાઇ=મામાનાં છોકરાં
મસિઆઇ=માસીનાં છોકરાં
ફોઇઆત=ફોઇનાં છોકરાં
બનેવી=બેનનો વર
સાળો=વહુનો ભાઇ
સાળી=વહુની બેન
ઓરમાઇ=બાપ એક ને મા જુદી જુદી હોય તે; સાવકાં
સાવકી=ઓરમાઇ (મા એક અને બાપ જુદા

જુદા હોય તે દૂધભાઇ કહેવાય)
જમાઇ=છોકરીનો વર
વહુનાં માબાપ=છોકરાનાં સાસુ સસરા
વરનાં માબાપ=છોકરીનાં સાસુ સસરા
(છોકરો કે છોકરીનો સસરો એક બીજાને વેવાઇ કહે છે.)
(છોકરા કે છોકરીની સાસુ એક બીજાને વેવાણ કહે છે)

પાઠ ૧૦.

મોટાં=મોટી ઉંમરના, વડીલ
પ્રમાણે=રીતે
પૂંઠે=પાછળ
બાવાજી=બાપાજી
વખાણ=સારૂં કહેવું તે
માન=આવકાર

પાઠ ૧૧.

ઉજાણી=મીજબાની
બબ્બે=બે બે
ક્યાં=કયે ઠેકાણે
આશોપાલવ=એક જાતનું ઝાડ (એનાં પાંદડાંનાં તોરણ બને છે)
વિના=વગર
પૌંઆ=ડાંગર પલાળી શેકી ખાંડીને બનાવેલા તે
ધાણી=જુવાર, મકાઇ, વગેરેના દાણાને શેકી બનાવે તે
વઘારેલાં=વઘાર દીધેલાં
ખારેકી=ખારેક જેવા
દળ=લોટને શેકી તેમાં ઘી ખાંડ વગેરે નાંખી બનાવેલું તે
દાદી મા=બાપની કે માની મા
રંદેરી=રાંદેર થતાં
શેતરંજી=જાડું સુતરાઉ બિછાનું
પાથરણું=બિછાનું
હાર=ઓળ
શાક=દૂધી, વેંગણ પાપડી વિગેરે
ચટણી=આદુ, મરચાં, કોથમીર, મીઠું વિગેરે છુંદીને બનાવેલી તે
ખૂબ=ઘણું
મજા=રમુજ; ગમત
પછાડી=પાછળ
સરત=હાર જીત
થોભો=ઉભા રહો
જીત્યો=ફાવ્યો
સઢ=વહાણ ચલાવવા માટે પવન ભરાવવા સારૂ બાંધેલું લુગડું
ચાલ=રીત
સુંદર=સારી

પાઠ ૧૨.

હોડી=સઢવાળો મોટો મછવો
રમત=ગમત; ખેલ
તાપ=તડકો, ગરમી
પણે=પેલે ઠેકાણે
એકઠાં=ભેગાં

તરફ=બાજુ
તળાવ=જેની ચારે
બાજુએ જમીન અને
વચમાં પાણી હોયતે
મહેલ=મજા;મોજ;ગમત

પાઠ ૧૩.

ખંડ=ચોળીની કાંચળીના
કપડાના કકડા રંગે
કાંચળી=ચોળીનું કપડું
રતી=રેતી
છાની=મુંગી; ચુપ

હો=વારુ
નજર કરી=જોઈ
ડાહી=શાણી સમજણી

પાઠ ૧૪.

દેડકાં=પાણીમાં રહેનાર
ચોપગાં પ્રાણી
બાળ=છોકરાં; કેર કરો
ફેંકાફેંકી=નાખાનાખી
ધડાધડ=ધબો ધબ
મર્યાં જઇએ છીએ=
દુઃખી થઇએ છીએ

અરે=ઓ
ખરી=સાચી
પ્રાણી=જીવ
જાન=દુઃખ; નુકશાન
સંભારી=સાચવી
નુકશાન=બગાડ
કદી=કોઇ વખત
ખેલતાં=રમતાં
ભારી=ઘણું

સાર—આ રમતથી લાગવાની ઇંદ્રિય,ધારણા શક્તિ વગેરે
શક્તિઓ કેળવાય છે.

પાઠ ૧૫.

દયા=મહેરબાની; રહેમ
બીજ્યા=વઢ્યા
તળે=નીચે
ખુંદાય=ચગદાય; કચડાય
ફોકાં=ખોટી મહેનત
ઢોર=ગાય, ભેંસ, બળદ
વગેરે ઘાસ ખાનારા પશુ
કામનાં=ખપનાં

સંભાળ=ખબરદાર
વખતસર=બરાબર વખતે
સાફ=ચોખ્ખી
નીરવાનું=નાખવાનું
સોળ=ઝપાટાની નિશાની;
લાકડીના મારથી જે
લીસોટા પડે છે તે
ચાઠ=ડાઘ
ભલી=બીચારી

ગજા=શક્તિ
ઉપરાંત=વધારે

પાઠ ૧૬.

ઓનઘેન=રમતનું નામછે
છુટ્ટા=બંધન વગરના
દાવ=વારો
પહેલાં=અગાઉ
[illegible]

બંધકર=મીંચ
આકીના=બીજા
વાંસે=પીઠ; બરડો
વારા કરતી=એક પછી એક
દીવાધેન=આંખ બંધ કરવી તે
સમજ્યો=જાણ્યું
સેળભેળ=એકઠા
હોશિયાર=ચાલાક
પારખી=ઓળખી
સંતાવા=છુપાવા
અડશો=અડકશો
બચીજશે=વારો આવશે નહિ.
લાંબો વખત=ઘણીવાર
ઓળખ=પારખ
શાબાશ=ધન્ય; ઠીક
બસ=ઘણું

સમજુતી—રમત ગમત કરતાં, કોઇ વખત પણ કોઇને નુકશાન કરવું નહિ; નઠારી રીતે રમતાં ઘણું નુકશાન થાય છે.

પાઠ ૧૭.

સાચ=સાચું; સાચીવાત
ગમ્યો=પસંદ પડયો
દેસાઇ=જાગીદાર
છૈયાં=છોકરાં
ગાળ=ખરાબ શબ્દ
જુઠું=ખોટું
હેત=માયા; પ્યાર
લખાણ્યો=પસંદ પડયો
દેખે=જુએ
કાપે=કાપ મૂકે
કાપ=ચીરા
ગભરાયો=અકળાયો
સાચાબોલું=ખરૂંબોલનારે

પાઠ ૧૮.

વાઘ=ફાડી ખાનારૂં ચટાપટાવાળું પ્રાણી
મશ્કરી=મજાક
પસ્તાય=દીલગીર થાય
બચ્યા=ઉગર્યા
સીમ=ખેતર
બનથી=ખોટી; જુઠી
ધાજો=દોડી આવજો
આસપાસ=આજુબાજુ
શરમાઇ=લજવાઇ
ખોટું=ખરાબ; માઠું
સાચી=ખરી
રોવા=રડવા
છેતર્યા=ઠગ્યા
વા'રે=મદદે
વા'રે ધાયા=મદદે દોડી આવ્યા
સપડાય=ફસાય
જુઠાણું=ખોટારૂં; જુઠું
આખર=છેવટ
જન=માણસ

સમજુતી—જે માણસ બીજા માણુની મશ્કરી કરે છે તે

માણસ પહેલાં કે પછી પકડાય છે; ખોટારૂં જલદી જણાઇ આવે છે, અને આખરે તે જુઠો માણસ દીલગીર થાય છે, (૧૧)

## પાઠ ૧૯.

જુકિત=કળા; યુકિત
પોકે પોક મૂકી=મોટે સાદે ધાંટા પાડી
અલ્યા=કોઇને નામ દીધા વગર બોલાવવું તે
બચાવ=ઉગાર
આઘું=દૂર
અકેકને=દરેકને
કબુલ કરી=માની

## પાઠ ૨૦.

ગરીબ=પૈસા વગરનો
અન્ન=અનાજ
ભિખારી=જેની પાસે ખાવા પીવાનું ન હોય તે; ભીખ માગનાર
ભજન=ઇશ્વરના ગુણ ગાવા તે
પુરા=પુરતા; જોઇએ તેટલા
આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
ભીખ=માંગી ખાવું તે
પગે અપંગ=પગે ખોડવાળો; લુલો; લંગડો
અપંગ=લુલો, લંગડો આંધળો, બહેરો વગેરે ખોડવાળો
દયા=મહેરબાની
ભગવાન=પરમેશ્વર
ભલું=સારૂં; કલ્યાણ

## પાઠ ૨૧.

સરદાર=ઉપરી
સ્વપ્નું=ઉંઘમાં આવતા વિચાર
જંગલમાં=વનમાં
હરણી=હરણની માદા
રૂપાળું=શોભિતું
ઉપાડી=ઉંચકી
એકદમ=તરત
છલંગ=ફાળ; કુદકો
દેવતાઇ=દેવના જેવો

## પાઠ ૨૩.

પુરૂષ=માણસ
ઉંદરડી=ઉંદરનું બચ્ચું
રસોડું=રસોઇ કરવાની જગા; રાંધણી
ભરાઇ=સંતાઇ
ભાત=બાફેલા ચોખા
ખાવાનું=ખોરાક
સારાં=ભલાં
ઉપલા=ઉપરના
બાકું=કાણું
પોળી=બેવડવાળી રોટલી
મન=મરજી; ખુશી
મણા=ખામી; ખોટ
ઉંદરીઉં=ઉંદર પકડવાનું પીંજરૂં
ભોગજોગે=એકાએક
પાર=છેડો
વલે=હાલ; દશા
સાર-બાળકોએ મોટા-ની આજ્ઞા માનવી

### પાઠ ૨૪.

કાંઠે=કિનારે
પોલ=પોલાણ
દર=કાણું; સાપ, ઉંદર મકોડા, કીડી વગેરેને રહેવાનું ઘર
ઝેરી=ઝેરવાળો
પખી=પાંખવાળા જનાવર; (ચકલી, પોપટ; કાગડા વગેરે પંખી કે પક્ષી કહેવાય)
ફુંફાડા=ફૂં ફૂં અવાજ કરવો ત
ફેણ=સાપની પહોળી કરેલી ગરદન
છોલાય=ઘસાય; સોરાય
વળગીને=બાઝીને
ચટકા=ડંખ
ભોંય=જમીન
પછાડી=અફાળી
ત્રાસ=પીડા
પછાડા=તરફડીઆ
અંતે=આખરે; છેવટે
જોરાવર-જબરી
જીવ લીધો=મારી નાખ્યો
ઝાઝા=ઘણા
નબળા=જોર વગરના
વેર=અદાવત
નાગ-ફેણવાળો સાપ
પ્રાણ=જીવ

**સમજુતી**—જોર વગરના પણ ઘણા માણસ સાથે કોઇ પણ દિવસ વેર કરવું નહિ; જુઓ કે આ રીતે ઘણી કીડીઓએ મળીને મોટા સાપને પણ મારી નાંખ્યો.

**સાર**—કોઇને હલકું ગણી તિરસ્કાર કરવો નહિ, તેમજ પોતાની શક્તિ વધારે છે એમ ધારી અહંકાર કરવો નહિ.

### પાઠ ૨૬ મો.

અતુરાઇ=ક્રોધિયારી
કુંજો=લોટવો
આમતેમ=આજુબાજુ
ફાંફાં=ખોટી મહેનત
ઉપાય=ઇલાજ
સુઝી આવ્યો=જડયો
પાછી=બીજીવાર; ફરીને
મટાડી=દૂર કરી
નાચતો=કૂદતો
ઠુપાઇ=સંતોષ
કાજે=માટે; સારૂ
કંકર=કાંકરી
ધીરજ=સબુરી
કઠણ=અઘરૂં
જલદી=થોડીવારમાં
પાર મુકાય=પુરૂં થાય

**સમજુતી**—ભોટવામાંનું ઉંડું પાણી ઉપર લાવવા માટે કાગડાએ કાંકરા નાંખ્યા તેથી પાણી ઉપર આવ્યું. તે આણે પીધું. (૧) સબુરી ને ડહાપણથી અઘરું કામ હોય છે. તે થોડી વારમાં પુરું થાય છે; માટે ભલે તમે બધા તેવી રીતે કરી જુઓ. (૨)

સાર—અક્કલ અને ધીરજથી જેવું કામ થાય છે, તેવું ફાંફાં મારવાથી થતું નથી.

પાઠ ૨૭ મો.

કાપણી=અનાજ ઘાસ વગેરે કાપવાનું કામ

આથમતા=આથમીજતા

વહાઇ=કપાઇ

દાદાજી=બાપના ને માના બાપ

સાદ=અવાજ

મલકાવી=હસવા જેવુંકરી.

બેટા=દીકરા

બાથમાં=બે હાથની વચમાં

બચ્ચી=બોકી, ચુંબન

ભાથું=ખાવાનું

તાજા=કામ કરવાની શક્તિવાળા

ઉનો=ગરમ

માખણ=દહીંને વલોવવાથી છાશના ઉપર જે ધોળો ને હલકો ચીકણો પદાર્થ તરી આવે છે તે;

વંતાક=વેંગણ

દહાડીઆ=રોજથી મજુરી કરનારા

ભાણ=સુરજ

ભાણ બુડે=સુરજ આથમે

દાતરડું=અનાજ ઘાસ વગેરે કાપવાનું લોઢાનું વાંકુ હથિયાર

ચાસ=ખેતરમાં હળે કરી પાડેલા આડા ઉભા લીસોટા

ચચ્ચાર=ચાર ચાર

દહાડો આથમે=સાંજે

**સાર**—ખેડુતનો ખોરાક સાદો છે, પણ તેઓ મહેનતુ હોવાથી ઘણા મજબુત હોય છે; માટે આપણે મહેનત કરવી.

**પાઠ ૨૮મો.**

ખળાં=ખળીઓ

ખાથરા=કાપીને ભોંયપર નાખેલા છોડ

ખળી=કણસામાંથી દાણા છુટા પાડવા માટે લીપી ચોકખી કરેલી જગા

ભાર=ઢગલો

કાળબ્યો=ખાલી ડીંબો
છોકરાને=બળદની હારને
પગર=ખળાંમાંથી
દાણા છુટા પાડવા માટે
તેનાપર ઢોરોને ચલાવે
છે તે
પટલાણી=પટેલની બૈરી
ઉપણી=ઝાટકી
કુંવળ=ઘઉંનું ઘાસ
કારભાર=કામકાજ
હરખ=આનંદ; ખુસાલી
હરખ માતો ન હતો=
ઘણીજ ખુશી થતી
હોસીલી=ઉંમગી [હતી
પગર ફેરવતી હતી=
બળદને ફેરવી તેના
પગવડે ઉંબી કચરા-
વતી હતી
હાલરું=ઉંબીમાંથી ઘઉં
અને છોડાં છુટા પાડવા
માટે તેના ઢગલા
પર બળદને હારબંધ
જોડી ફેરવવામાં આવે
છે તે

## પાઠ ૩૧ મો.

ચંદ્રમા-તારા
મેદાન=ખુલ્લી સપાટ
જમીન
નીચે ઉતરી ગયો હતો=
દેખાતો બંધ થયો હતો
આથમે=દેખાતો બંધ
થાય
બપોર=દહાડાના બાર
વાગવાનો વખત
રાત=સુરજ આથમ્યા
પછી તે પાછો ઉગે
ત્યાં સુધીનો વખત
અજવાળું=ઉજાસ
ઝાંખો=તેજ વગરનો
ઝગઝગે=ચળકે
ઓસરી=ઘરને લગતો
ચોતરો
ઢંકાઇ=દબાઇ છુપાઇ
ફોરાં=છાંટા
જરૂર=ખપ; ઉપયોગ
પાંભો=કુમળાં પાંદડાંનો;
જથો
બી=બીયાં
પોચી=નરમ
હમણાં=હાલ; આ વખતે
તળાવ=પાણી ભરાઇ રહે
તેવો મોટો ખાડો
નદી=મીઠા પાણીનો વ-
હેતો મોટો વહેળો
પવન=વા; વાયરો

## પાઠ ૩૨.

થોભ્યાં=અટક્યાં
ચોકખી=સાફ
ગામડાં=નાના ગામો
છોડી=મુકી
રેલો=પ્રવાહી પદાર્થનું
વહેવું તે.
રેલમ રેલ=ચારે તરફ
રેલા નીકળવા તે
બિચારા=બાપડા
પજવાતા=અકળાતા
તણાઇ ખેંચાઇ
ઘેબરીઓ=ઘેબરના

જેવો મીઠો
પરસાદ=ખાવાનું;

જમવાનું
કારેલું=એક જાતનું

કડવું શાક
નેવએ=નેવાએ

સમજુતી—હે વરસાદ તું આવ, જેથી કરીને અમને ઘેબરના જેવું મીઠું ખાવાનું, ઉની ઉની રોટલી અને કારેલાનું શાક મળે. હે વરસાદ તું ઘણો આવ, કે જેથી નેવામાં પાણી આવે, અને નઠારી છોકરીને દેડકાં ખેંચી જાય,

પાઠ ૩૩.

રેતી=પથ્થરનો ઝીણો ભુકો
ભુકો=ઝીણી રજ
ખટોરી=માટી
ડહોળું=માટીવાળું
નીતરૂં=મેલ વગરનું; ચોકખું
ધારવાળા=અણીવાળા
તાણી=ખેંચી; ઘસડી
ખરે છે=નીચે પડે છે
તળીએ=નીચે
રસ્તો=માર્ગ; વાટ
ચુશી=શોષી

પાઠ ૩૪.

ભઠ્ઠી=મોટો ચુલો
સાંચ્યા=ગોઠવ્યા
ઘુંટવાડો=ઘુંટ પાડવા

તથા પકવવાની જગા
કઠણ=સખત
પછાડવાથી=અફાળવાથી
ચીકણી=ચીકાશવાળી; (ચિકાશ ત્રણ જાતની હોય છે (૧) હાથે ચોટે એવી (૨) ડાઘા પડે એવી (૩) તાણતાં તૂટે નહિ એવી)
કાચાં=આમાં
ઢબુ=કેળવેલો ઘડનો ભોટ
ઘાટ=આકાર
ઘડો=ગાગરથી નાનું વાસણ; ઠારીઓ
ગાગર=ઘડાથી મોટું વાસણ

કોઠી=અનાજ ભરી મુકવાની બરણી
કોડીઆં=દીવા કરવાના માટીના ચવાણા
ફરતા=ચોગરદમ; બધી તરફ

પાઠ ૩૫.

ધાતુઓ=ખનીજ પદાર્થો; (ધાતુમાં આઠ ગુણો ખાસ છે. (૧) ધાતુના કણો ચળકતા હોય છે, (૨) ધાતુઓ ભારે હોય છે (૩) જમીનપર પડતાં ધાતુનો અવાજ થાય છે (૪) ગરમી વહી શકે છે

| | | |
|---|---|---|
| પિત્તળ=જસત અને તાંબાની મેળવણીની બનેલી પીળા રંગની ધાતુ | લાલચોળ=ઘણુંજ ગરમ | સોનું=પીળા રંગની કીમતી ધાતુ |
| લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર | એરણ=સોની, લુહાર વગેરે જે પર મૂકી ટીપે છે તે | રૂપું=ધોળા રંગની કીમતી ધાતુ |
| ધમણ=દેવતા ફુંકવાનો સંચો | હથોડો=ધાતુઓ ટીપવાનું લોઢાનું ઓજાર મોટી હથોડી | તાંબું=લાલ રંગની ધાતુ |
| સગીઓ=ગજીઓ | ટીપ્યો=ઘડયો | કલાઇ=ધોળા રંગની ધાતુ (એ રૂપા કરતાં નરમ હોય છે) |
| ખુબ=ઘણો | જતરડો=તાર ખેંચવાનું હથિયાર | સીસું=ધોળા મેળા રંગની ધાતુ |

સોનું, રૂપું, તાંબું, લોઢું, સીસું, જસત, કલાઇ, અને પિત્તળ એ ધાતુઓનું ઓળખાણ કરાવવું અને તેનો તફાવત સમજાવવો.

## પાઠ ૩૬.

| | | |
|---|---|---|
| નાણું=ચલણી સિક્કો | કિંમતનો તાંબાનો સિક્કો. | મહોર=પંદર રૂપીઆની કિંમતનો સોનાનો સિક્કો; ગેણી |
| શેઠ-શાહુકાર | રૂપીઓ=સોળ આનાની કિંમતનોરૂપાનો સિક્કો | આની=ચાર સવાકાની કિંમતનો નીકલનો સિક્કો; |
| પૈસો=ત્રણ પાઇની કિંમતનો તાંબાનો સિક્કો સવાકો; દોઢીઉં | અડધો=આઠ આનાની કિંમતનોરૂપાનો સિક્કો | વટાવ્યા=છુટા પૈસા લીધા |
| ઢબુ=બે સવાકાની કિંમતનો તાંબાનો સિક્કો બે સવાકા; અઢીકો. | પાવલી=ચાર આનાની કિંમતનો રૂપાનો સિક્કો; | ૧૫ રૂપીઆ=એક ગેણી; મહોર |
| અધેલો=અડધો પૈસો; ઢેંપાઇ; દોઢપાઇની | બેઆની=બે આનાની કિંમતનો રૂપાનો કે નીકલનો સિક્કો; | ૨ અડધા= ૧ રૂપીઓ |

| | | |
|---|---|---|
| ૪ પાવલી=૧ રૂપીઓ | ૩૨ ઢબુ ૧ રૂપીઓ | ૧૯૨ પાઇ=૧ રૂપીઓ |
| ૮ બેઆની=૧રૂપીઓ | ૬૪ સવાકા=૧રૂપીઓ | |
| ૧૬ આની=૧રૂપીઓ | ૧૨૮ દેઢપાઇ=૧રૂપીઓ | |

સૂચના—નાણાંની વાત "મુખગણિત શિક્ષક" માં જુઓ.

ટીપ—પૈસાને કાઠિયાવાડમાં કાવડીઉં, ગુજરાતમાં જંઇ, સુરતમાં રવાકા, અને મુંબઇમાં દોઢીયું કહે છે.

| પાઠ ૩૭. | ધાર=અણીદાર કોર | ચળકાટ ઝળકાટ |
|---|---|---|
| કુહાડી=લાકડાં ફાડવાનું લોઢાનું ઓજાર | ચીરૂં=ફાડું | મોટાઇ=વડાઇ; |
| સોય-લુગડાં શીવવાનું લોઢનું ઓજાર | મુંદ્ર=કુહાડીના માથા પરનો ભાગ; કુહાડીનો ઉપલો ભાગ | કોદાળી=જમીન ખોદવાનું લોઢનું ઓજાર |
| લક્કડફોડા=લાકડાં ફાડનારા | તોલે=બરાબર | વઢી=લઢી |
| તકરાર=રકઝક; વઢવાડ | નાકું=કાણું | દીકરી=છોકરી |
| | અણી=તીણો ભાગ | પેદા થયા=નીકળ્યા |

સાર—આ દુનિયામાં બધી વસ્તુઓ ઉપયોગી છે; માટે કોઇએ બડાઇ કરવી નહિ.

| પાઠ ૩૮. | કયારા=આસપાસ પાળ કરેલી હોય એવી જગા | ફળે છે=ફળ આપે છે |
|---|---|---|
| વાડી=ફૂલફળવાળી જગા; નાનો બાગ | ચોરસ=આકારનું નામ | દાડમ-દાડમડીનું ફળ |
| માળી=ફૂલ વેચનાર; છોડ ઉછેરનાર | ચોરસ=ચાર ખુણાવાળો આકાર | જમરૂખી=જમરૂખનુંઝાડ |
| ફૂલઝાડ=ફૂલ થાય તેવા છોડ અથવા ઝાડ | ગલગોટા=એક જાતનું લાલ પીળા રંગનું ફૂલ | પક્ષી=પંખી, પાંખવાળા જાનવર |
| | | ડાળી=થડમાંથી નીકળેલો ફાંટો |

લાંબી ગોળ-લંબગોળ
મધપુડો=મધમાખીને
રહેવાનું ઘર
મધમાખી=મધ બનાવ-
નારી માખી
મધ=ફૂલમાંથી ચુસેલો
મિઠાશવાળો પ્રવાહી
પદાર્થ
કોસ=કુવામાંથી પાણી
કાઢવાનો ચામડાનો
કોસ
આવ્યો રાજ=કોસ ઉપર
આવ્યો
થાળું=કુવાના મથાળા
પર પાણી ભરવાને
ઢાળ પડતું બાંધેલું
વહેણ
લલકારતો=લહેકારી
બૂમો પાડતો
નીક=પાણીજવાનો રસ્તો
લીલાછમ=ઘણાજ લીલા

પાઠ ૩૯.

છોડવા=નાનાં ઝાડ
ઉખેડી=મૂળમાંથી ખેંચી
મુળીઉં=મૂળ
દાંડી=ડાળી
કળી=ખીલ્યા વગરનું
ફૂલ
જીવતા=જીવવાળા
સુકાઈ જાય=ચીમળાઇ
જાય
પથરાઇ ફેલાઇ
વેલા=ભોંયપર પથરાતા
છોડ

પાઠ ૪૦.

ટટાર=સીધા
છાલ=ઝાડની ચામડી
ખરબચડી=ખાડા ટેકરા
વાળી

પાઠ ૪૧.

ગલફી=ગલફાનો વેલો
વળગી=બાઝી
છાપરું=ઘરનો ઉપરનો
ભાગ જેપર નળીઆ
હોય તે
વીંટલાઇને=લપેટાઇને
આરીઆના=કુમળા
ચીભડાના
દોરડી=દોરી
અંતરે=છેટે
ગાંઠા=ગાંઠ

પાઠ ૪૨.

કેરી=આંબાનું ફળ
આંબો=કેરીનું ઝાડ
મોર=આંબા આંબલીનાં
ઝીણાં ફૂલ
તાપે=તડકે
ભાર=બોજ
નીચી નમતી=લચીજતી
ગોટલો=આંબાનું બી.
ગોટલી=આંબાનું બીજું
ઢાંકણું
ધોળજે=દાબી દાબીને
પોચી કરજે
ભગવાને=પરમેશ્વરે
જતન=સંભાળ
ઢીલો=પોચો
ડીટું=ડીંચું

## પાઠ ૪૩.

ધીમે=હળવે
હીંડે=ચાલે
ભરતાં-મોં મોં કરતાં
સામી થાય છે=લઢવાને તૈયાર થાય છે
અમળાઇને=વળખાઇને; મરડાઇને
જડબાં=ડાચાં
વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી ચાવવું
નિરાંતે=સુખે, નચિંતે
ઉપાડે=ઉંચકે
ખરી=ગાય ભેંસ વગેરેના પગના તળીઆનું હાડકું
ફાટ=ચીરો
ખાડા=ખાબોચીઆં
જોરાવર=જબરી
વગડાઉ=જંગલી; જંગલમાં રહેનારી
ખુશી પડે=ફાવે; મર
આવે

## પાઠ ૪૪.

લાગ=દાવ; વખત
ટોળામાંથી=જથામાંથી
છટકી=નાસી
ડુંગરા=નાના ટેકરા
ચારો=લીલું ઘાસ
માંડી=ગોઠવી; મૂકી
ઠરતા=થોભતા
કૂદકો=છલંગ ફાળ ઠેકડો
ચત્તુપાટ=બરાબર ચત્તુ
ભરવાડ=ઘેટાં બકરાં ચારનાર
ફેર=ફરક; તફાવત
મજબુત=જબરા
ઓછા=થોડા
ઊન=ઘેટાના વાળ

## પાઠ ૪૫.

મીઠું=મીઠાશ વાળું
ગુણ=ફાયદો
ઠંડું=ટાઢું
ઉનું=ગરમ
બગડી જાય=ખાટી જાય
ચોકખું=મેલ વગરનું; માંજેલું
આંચળ=થાન
મેલ=કચરો
દાણો=ખડ ગુવાર વગેરે
જણસો=વસ્તુઓ; ચીજો
છાશ=દહીંમાં પાણી નખી વલોવવાથી બને છે તે
તાવીને=ગરમ કરીને
શીખંડ=દહીંમાં ખાંડ નાખી છણવાથી બને છે તે
લોચો=લચકો
માવો=દૂધને બાળી બાળીને લોચા જેવું કરે છે તે
પેંડા=માવામાં ગુળ નાંખી ગોળ બનાવે છે તે
તર=મલાઇ
દૂધપાક=દૂધને ઉકાળી

ખાંડ ચોખા નાખી
બનાવેલો પાક
બાસુદી=માવો થતાં
પહેલા દુધ નાંખી
બનાવેલો પદાર્થ

પાઠ ૪૬.

પ્રાણ=જેને જીવ છે અને
જે અહીંથી તહીં
હરીફરી શકે છે તે
છેલ્લી=છેવટની
ડાહીઓ=કુતરાનું નામ છે
સભા=મંડળી; ટોળી
ઉપરી=મોટો; વડો
ઠરાવ્યો=નક્કી કર્યો
ટીપુ=કુતરાનું નામ છે
ચાલાક=હોશિયાર;ચંચળ
કારકુન=મહેતો; લખવાનું
કામ કરનાર
ચુપચુપ=છુપા
અંતે=આખરે; છેવટે
ગંધ=વાસ
શિયાળ=કુડી ખાનારૂં
કુતરા જેવું જનાવર

રીઝે=ખુશ થાય
ગાંસ=ગોસ
અણીવાળા=તીખા
દાઢ=બેવડા દાંત
કરકરા=ખરબચડ; નરમ
નહિ તે
ફૂટતો=બહાર નીકળતો
ધણી=માલીક
જે=જય; ફતેહ

પાઠ ૪૭.

ચાંચ=પક્ષીનું મોં
સમડી=એક જાતનું પક્ષી
કબુતર=એક જાતનું પક્ષી
કીડા=પેટે ચાલનાર
જીવડા
જીવડાં=જંતુ; નાના જીવ
માળા=પક્ષીના ઘર

પાઠ ૪૮.

પાંજરૂં=પીંજરૂં; (પોપટ,
ઉંદર, કોયલ, તીતર;
વાઘ; સિંહ વગેરેને
માટે બનાવે છે તે.)
બુચ્યો=આખા વિનાનો

તરબુચ=એક જાતનું ફળ
કકડે=ટુકડે
કા, કા=કાગડાનું બોલવું
ફેર=તફાવત; ફરક
જીવજંતુ=નાના જીવડાં
કોહેલું=કોહી ગએલું;
બગડી ગએલું
સડેલું=સડી ગએલું;
જીવડા પડેલું
પાછળ=પછાડી
લાલ=રાતી
હેઠેથી=નાકેથી
ભાવ્યું=પસંદ પડયું
કુદતો=કુદકા મારતો
ચોક=ઘરની વચમાંની
છાબંધ ખુલ્લી જગા

પાઠ ૪૯.

રકાબી=ઉંડી તાસક
હલાવ્યું=એક રસ કર્યું
વાહ=શાબાશ
નારંગી રંગ=નારંગીના
જેવો રંગ

સરખે ભાગે=બરાબર

## પાઠ ૫૦.

પારણું=લાકડાના ચોકઠાનું ઘોડીયું
ઝોળી=ચાર છેડા બાંધી લઇ વચમાંથી ઝુલતો રાખેલો લુગડાનો કકડો
પાસું=બાજુ
પાંગરા=ઝોળીએ ભેરવવાની લાકડીઓ
દોયણું=ઝોળી બાંધવાની દોરી
ઝાપટી=ખંખેરી
મોભ=ઘોડીઆની વચમાંનો આડો થાંભલો;
ભેરવ=વળગાડ
ભમરી=લાકડાની ફુદડી; ચકરડી
પાયા=પગ
પોચી=સુંવાળી; નરમ: ખુંચે નહિ એવી
ગોદડી=નાનું ગોદડું
હીર=રેશમ
ઝુલાવવા=હલાવવા
હાલરડું=બાળને હિંચાડવાનું ગીત; હાલો
ઘુમણ=પારણાં કે ઘોડીઆમાં સુવાડીને ગાતાં ગાતાં દોરી ખેંચી હીચકા નાંખવા તે
ગીતે ઘુમણ ઘાલું=હાલરડાં ગાઇ હીંચકા નાખુ
રંગીત=રંગીલો
પોઢો=સુઓ
હેતે=વહાલથી
ઝુલાવું=હીંચકા નાખું
પધારવું=બેસાડું
ચીતરેલ=ચીતરેલી
પઢાવું=શીખવું, ભણાવું
મોરલા=મોર
મઢાવું=જડાવું
મખમલ=એક જાતનું સુવાળું કપડું
તળાઇ=ગાદલું; ગદેલો
તાજી=નવી
ચિનાઇ=ચીન દેશમાં બનેલી
સેજ=પથારી
બિછાવું=પાથરું
હીંચોળું=હીંચકા નાખું
ઘેરાં ઘેરાં=મધુરાં મધુરાં
લાડકડા=લાડકા; વહાલા

સમજુતી—હાલરડું વહાલું લાગે છે. હો મારા બાઇને (છોકરાને) હાલરડું વહાલું લાગે છે; તેની હું ગીત ગાતાં ગાતાં દોરી ખેંચીને હીંચકા નાંખું; હે રસીલા તમે રંગેના પારણામાં સુઇ જાઓ, તો હું તમને ઘણા હેતથી હીંચકા નાંખું બાઇને પારણે ભમરીઓ જડાવું અને પુતળીઓ બેસાડું, બાઇને હાલરડું વહાલું લાગે છે. (૧) પારણે

ચીતરેલી ચાંચની ચકલી, અને ભણતો હોય એવી રીતે પોપટ બેસાડું; ભાઇ તારે સારી રીતે રમવા માટે મોરને સોનાથી જડાવું, બાળને હાલરડું વહાલું લાગે છે. (૨) પારણામાં મખમલ અને મશરૂની નવી તળાઇઓ પથરાવું અને તેના ઉપર ચંપાના ફુલની તરેવાળી ચીનાઇ ચાદર પાથરૂં, બાળને હાલરડું વહાલું લાગે છે. (૩) મારા વહાલા ભાઇ હું પારણે રેશમી દોરી બાંધું તને હીંચકો નાંખું અને તને ઉંઘ આવે એવા મીઠા ગીત ગાઉં; હે લાડકા ભાઇ તમે ઉંઘીને ઉઠશો ત્યારે તમારા ગજવામાં ખાવાનું ઘાલીશ. (મતલબ કે ઉંઘીને ઉઠ્યા પછી તને ખાવાનું આપીશ) બાળને હાલરડું વહાલું લાગે છે. (૪)

| | | |
|---|---|---|
| પાઠ ૪. | માન=આભાર | ચોડી=લગાડી |
| નિશાળીઆને બોધ. | ગુરૂ=મહેતાજી; માસ્તર | ચિત્ત=મન |
| ઇશ્વર=પરમેશ્વર | સમા=જેવા; બરાબર | શિક્ષા શિખામણ; બોધ |
| નિત્ય=રોજ, હંમેશાં | જ્ઞાન=સમજણ; અક્કલ | રૂડી=સારી |
| નિત=રોજ; હંમેશાં | તજવું=છોડી દેવું; કાઢી | રીત=ચાલ |
| પરોઢીએ=સુરજ ઊગતા | નાખવું | પેર=રીત; પેઠે |
| પહેલાં | અંગ=શરીર | નીસરી=નીકળી |
| તમામ=બધા; સઘળા | હળીમળીને=સંપીને | ખાસરૂં=સીધું; રખડ્યા |
| દ્યો=આપો | સંગ=સોબત; દોસ્તી | વગર |

સમજુતી—હંમેશાં સુરજ ઉગતાં પહેલાં ઉઠવું અને પરમેશ્વરનું નામ લેવું; પછી દાતણપાણી કરી લઇ નહાઇને બધા પાઠ તૈયાર કરવા (૧) માબાપ કહે તેમ કરો. અને વડીલની સાથે વિવેકથી ચાલો; મહેતાજીને બાપ જેવા ગણો. તેથી સારી સમજણ મળશે. (૨) કદાપી જુઠું બોલવું નહિ, અને શરીરમાંથી સુસ્તાઇ કાઢી નાખવી

(મતલબ કે કામ હોંસથી કરવું અને વાર લગાડવી નહિ) બધા સાથે સંપીને ચાલવું, અને સારી સોબત રાખવી. (૩)

રોજ નિશાળે જવું અને મન લગાડીને ભણવું; મહેતાજીની શિખામણ માનવી અને સારી ચાલ ચાલવી (૧) ભણતી વખતે મન રમતમાં રાખવું નહિ, એ નમે સારું ગોઠે સમજો. નિશાળેથી છુટ્યા પછી સીધા ઘેર જવું (મતલબ કે રમતમાં રખડવું નહિ) (૨)

| | | |
|---|---|---|
| પાઠ ૯. | પંપાળીને=હાથ ફેરવીને | હલો=ઉંઘ આણવાનું |
| મા સંબંધી કવિતા | મુખ=મોઢું | ગીત |
| સર્વે=બધાં | દુખડાં=દુઃખો | પેટ ભરીને=ધરાઇને |
| જોઈ=દેખી | મોડાં=સારાં | માડી=મા |
| હરખાઉ=ખુશ થાઉં | કલેલ=મજા; આનંદના | નવ=નહિ |
| ચાંપે=દબાવે | શબ્દો | સૌથી=બધાં કરતાં |
| સાથ=સાથે | ખાવું=ખાવાનું | હેત=વહાલ, પ્યાર |
| બોકી=બચ્ચી, ચુંબન | મારી જાત=મારું શરીર | અપાર=ઘણું જ |
| બાથ ભીડે=બે હાથ | લગાર=જરા | આભાર=પાડ; ઉપકાર |
| પહોળા કરી છાતી | તે વાર=તે વખતે | |
| સાથ દબાવે | ઉંઘાડવા=ઉંઘ લાવવા | |

સમજુતી—માને જોઇને બહુ ખુશ થાઉં છું. અને દોડતો દોડતો તેની સામે જાઉં છું; મા મને ખાંધને છાતી સાથે દબાવે છે. બચ્ચી કરીને બે હાથ પહોળા કરીને દબાવે છે. (૧) ખોળામાં લઇને મને ધવરાવે છે અને શરીરપર હાથ ફેરવીને ખુશ થાય છે. મારું મોઢું જોઇને (મને જોઇને) હરખાય છે અને પોતાનાં બધાં દુઃખો ભુલી જાય છે. (૨) પંખી આનંદથી બોલતાં હોય તેના જેવા મારા

બોલ મીઠા લાગે છે; મા મને સારૂં સારૂં ખાવાનું આપે છે અને મારા શરીરની સંભાળ રાખે છે, (૩) મને જરા રડતો જાણીને તે વખતે ગભરાતી ગભરાતી દોડી આવે છે; જો હું હસું અને રમું તો તું બહુ ખુશ થાય છે અને મને ઉંઘાડવાને માટે તું હાલરડાં ગાય છે (૪) જો હું માંદો પડું તો તું ઓસડ પાય છે અને તું (માડી) પણ પેટ ભરીને ખાતી નથી; બધા કરતાં તારૂં હેત ઘણુંજ છે. માટે હુ તારો ઘણો પાડ માનું છું. (૫)

| | | |
|---|---|---|
| પાઠ ૨૧. | એટલા | પાળે=પોષણ કરે |
| પરમેશ્વરના ગુણનું | ઉજાસ=અજવાળું | દેવા=આપવાની |
| ગાયન. | કામ=માટે | સર્જાવી=પેદા કરી |
| ચંદ્ર=ચાંદો | ઉપયોગી=ખપની; | ઠામ=ઠેકાણે |
| વાસરૂં=ભુલું | જરૂરની | પાન=પાંદડાં |
| પ્રભુ નામ=પરમેશ્વરનું | હવા=પવન | સેવક=દાસ |
| નામ | દામ=પૈસા | |
| અગણિત=ગણાય નહિ | દીએ છં=આપે છે | |

સમજુતી—ભગવાનનું ભજન ભુલીશ નહિ, હું કદી પણ ભગવાનનું ભજન ભૂલીશ નહિ. પરમેશ્વરે અજવાળાને માટે ચંદ્રમા સુરજ અને ગણાય નહિ એટલા તારા બનાવ્યા છે. હું કદી પણ(૧) ઘણી જરૂરની જે હવા તે તેં આપી છે તેના કંઇ પૈસા બેસતા નથી હું કદી પણ૦ (૨) તું વરસાદ વડે અનાજ આપે છે અને બધા જીવોનું પોષણ કરે છે. હું કદી પણ૦ (૩)દૂધ દહીં આપવાને માટે તેં બધે ઠેકાણે ગાય અને ભેંસને પેદા કરી છે. હું કદી પણ૦ (૪)

તેં ઝાડ, પાદડાં, ફૂલ, ફળ, આંબો, ગુલાબ, બદામ વગેરે બનાવ્યાં છે. હું કદી પણ૦ (૫) તમે મહેરબાની કરી અને ધણી વિદ્યા, સુખ અને હિંમત આપો હું કદી પણ૦ (૬)

## પાઠ ૨૫.

## મા બાપની ચાકરી

લુલા=લંગડા

સેવા=ચાકરી

અબાપ=ધણી

કે'=કહે ધન=પૈસા

તીરથ=જાત્રા

પારખી=જાણી

કાવડ=વાંસને બે છેડે શીકા બાંધી બનાવેલું તે

મનસુબો=વિચાર

માતપિતા=મા બાપ

તે વારે=તે વખતે

ધન ધન=વાહ વાહ

સારા=ચાકરી કરે એવા

સંતાપ=મનનું દુઃખ

જેવારે=જે વખતે;જ્યારે

આશીશ=ભલું થજો એમ કહેવું તે

ફરજ=પોતે કરવાનું કામ

બજાવી=પુરી કરી

મેર=મહેરબાની; દયા

લીલાલહેર=મજા; બધી વાતે સુખી

**સમજુતી**—માધવનાં માબાપ ઘરડાં, લુલા, આંધળાં અને ગરીબ હતાં તેઓની માધવ ઘણીજ ચાકરી કરતો હતો. (૧) માધવને એના માબાપે કહ્યું કે અમારા મનની વાત સાંભળ, જો અમારી પાસે પૈસા અને આંખો હોત તો જાત્રા કરવા જાત. (૨) માબાપનું મન પારખી લઇને તેણે તેમને સુખી કરવાનું ધાર્યું, જો હું કાવડમાં બેસાડીને જાત્રા કરાવું તો આ એમનું દુઃખ મટે. (૨)એવો વિચાર કરીને કાવડ બનાવી અને માબાપને બે બાજુએ બેસાડયાં (૪) પછી ખાંધે કાવડ ભેરવીને જાત્રા કરવા ગયો, માધવના આવા હેતથી બધાને નવાઇ લાગી. (૫) આવા છોકરાને વાહ વાહ છે. (શાબાશ છે.) અને મા બાપને પણ ધન્ય છે; જેને છોકરા સારા હોય તો કંઇ દુઃખ રહે નહિ. (૬) બધી જાત્રા કરાવીને જ્યારે તે ઘેર ગયો. ત્યારે માબાપ ખુશ થયાં; અને ઘણાજ આશિર્વાદ દીધા. (૭) છોકરાએ

પોતાની ફરજ બજાવી, પોતાને જે કામ કરવાનું હતું તે કર્યું તેથી પરમેશ્વરની મહેરબાનીથી માધવ અને તેના માબાપ બધી વાતે સુખી થયા. (૮)

સાર—જે છોકરા માબાપ તરફ પોતાની ફરજ બજાવે છે, તેને રમત ગમત અને સુખજ મળે છે.

## પાઠ ૨૯.

### ખેતરમાં કણસલાં ઘાસ વગેરે કાપવાનું કામ.

| | | |
|---|---|---|
| | સંપે=એક બીજા સાથે | કણસલાં |
| | સદાય=હંમેશ [મળીને | આણ=આવી રીતે |
| | ઉભરાયો થયો | ખળો=કણસલામાંથી |
| | સુંદર=સારો | અનાજ છુટું પાડવાની |
| | ફાલ=પાક | જગા; મોટી ખળી |
| કાપણી=કાપવાનું કામ | લઇએ=છોડપરથી લઇ | હૈયે=મનમાં; હૈયામાં |
| આમ=આ તરફ | લઇએ | લણણી=લણવાનું કામ |
| ઉમંગે=હોંસથી | ખંત ધરીને=કાળજી | કોળી=બાચકો; નાની |
| બારમાસ=એક વરસ | રાખીને | પુળીઓ |
| માસ=મહીનો | કાં=શા માટે | આસપાસ=આજુબાજુ |
| પીરસીને=મુકીને | ડુંડાં=જુવાર, બાજરીના | વાળુ=રાતનું જમવાનું |

સમજુતી—હે બાળકો તમે બધા આમ આવો; આપણે હોંસથી કાપણીનું કામ કરીએ. જુઓ જુઓ પેલી વાદળીઓ વરસીને જાય છે, એ બાર મહીનાનું અનાજ આપે છે ને હંમેશાં એક બીજાની સાથેજ રહે છે હે બાળકો૦ (૧) ખેતરમાં કેવો સારો પાક થાય છે ! ચાલો આપણે કાળજી રાખીને કાપી લઇએ; શું કરવા ઢીલ કરીએ ? (વાર લગાડીએ ? ) હે બાળકો૦ (૨) હાથમાં દાતરડું વાંકું લઇને આ પ્રમાણે કણસલો કાપો; અને તેના ખળામાં લઇને

કેમકે કરતાં મનમાં હિંમત રાખો. હે બાળકો૦ (૩) અનાજ લણવાનું કામ પુરૂં થયું. હવે બધાએ આ બાજુએ ધામ કાપો: અને ઘાસના અગ્યાર બાચકા બાંધીને બધાએ આ બાજુએ મૂકો હે બાળકો૦ (૪) આપણે પૂળા બાંધીને ગાડામા નાખી કામ પુરૂં કરીએ, પછી ઘેર જઈને વાળુ કરીને બધાએ પરમેશ્વરનુ ભજન કરીએ. હે બાળકો. (૫)

| | | |
|---|---|---|
| પાઠ ૩૦. | અનાજ=દાણા | કોથળા=ગુણો |
| ખળી=કણસલામાંથી | છુટું=જુદું | સાથ=સાથે |
| અનાજ છુટું પાડવાની | સરસ=સારા | હાથોહાથ=એક બીજાની |
| જગા; ખળીઓ | પિસાય=કચડાય | મદદથી |
| આ વાર=આ વખત | કણ=અનાજના દાણા | ખેડુત=ખેતી કરનાર |
| દીસે=દેખાય | ઉપણીએ=ઝાપટીએ | મહેનત=મજુરી |
| તૈયાર=કણસલાથી ભરેલા | ફોતરાં=ફોતરાં; છોડા | ફળ=ફાયદો; લાભ |

**સમજુતી**—હે છોકરાઓ હમણા આમ આવો જુઓ ખળીઓ તૈયાર દેખાય છે, ચાલો આપણે આજે ડુંડામાં રહેલા અનાજના દાણા તરત છુટા પાડીએ (૧) જેમ બળદો ગોળ ફરતા હોય તેમ આપણે આ ફરીએ, જો ડુંડા સારી પેઠે કચડાય તો તેમાથી અનાજના દાણા તરત છુટા પડે. (૨) આવી રીતે, બધું અનાજ આપણે ટોપલામાં ભરીએ અને પછી ઝાપટીએ. જુઓ ફોતરાં ઉડી જાય છે, ને બધા દાણા નીચે વેરાય છે. (૩) આપણે સાથે કોથળીઓ લઇ તેમાં આવી રીતે હાથોહાથ અનાજ ભરીએ, જો આપણે ખેડુતનું કામ કરીએ તો આપણને આજે મજુરીનું ફળ મળે (૪)

# ડ્રીલ માટે સુચના.

૧ છોકરાઓને ઉંચાઇના પ્રમાણમાં, સીધી હારમાં એકેક હાથને છેટે, બે પગ વચ્ચે ૪૫ અંશનો ખુણો રહે એવી રીતે ઉભા રાખવા પછી નંબર આપવા.

૨ નંબર બોલતી વખત દરેક છોકરો પોતાની નીચેના છોકરા તરફ મોં કરી નંબર બોલે.

૩ શિક્ષકની સામે ઉભેલી હારના છોકરાઓએ પોતાના જમણા હાથ તરફથી એટલે શિક્ષકના ડાબા હાથ તરફથી નંબર બોલવાની શરૂઆત કરવી.

૪ આગળ કે પાછળ ખસવામાં પ્રથમ ડાબો પગ ઉપાડવો.

૫ એક હારની બે હાર કરવાની રીત નીચે પ્રમાણે.

૧ છોકરાઓને એક, બે; એક બે; એ પ્રમાણે નંબર આપવા.

૨ બેકી નંબર એક ડગલું આગળ-

૬—બેકી નંબર એક ડગલું જમણી તરફ. આ મુજબ હુકમ કરવો.

૧—છોકરાઓને એક, બે, ત્રણ; એક, બે, ત્રણ; એ પ્રમાણે નંબર આપવા.

૨—એક નંબરવાળા એક ડગલું આગળ.

૩—ત્રણ નંબરવાળો એક ડગલું આગળ

૪—એક નંબરવાળા એક ડગલું ડાબી તરફ.

૫—ત્રણ નંબરવાળા એક ડગલું જમણી તરફ.

૭. ડમબેલ્સ. કડાં બારબેલ્સ વગેરે વહેંચવાની રીત નીચે મુજબ.

૧ દરેક હારના છેલ્લા નંબર પાસે ડમબેલ્સો મુકવા પછી છેલ્લા નંબરે બે ડમબેલ્સ બે હાથમાં લઇ પોતાની ઉપરના

છોકરાને આપવા એ પ્રમાણે દરેક છોકરા પાસે બબ્બે ડમ્બેલ્સ થશે.

૨ ડમ્બેલ્સ બેય પગ સામા રીખી હારમાં ઉભા મુકાવવા, ડમ્બેલ્સ વચ્ચે એક વેંતનું અંતર રાખવું.

૩ ડમ્બેલ્સ મુઠીનાં જોરથી દાબીને પકડાવવા.

૪ રમતો અગિયાર કરી છોકરાની બારે ડમ્બેલ્સ પહેલાં મુકેલા હતા તે પ્રમાણે મુકાવી દેવડાવવા.

૫ એકની કૃતિ પ્રમાણે ૩. ૫, ૭. ૯, ૧૧.

૬ બેની કૃતિ પ્રમાણે ૪, ૬, ૮, ૧૦.

૬ રમતો પહેલા વહેલા શિક્ષકે જાતે કરી બતાવવી

૭ સારો મહાવરો થયા પછી છોકરાઓને પોતાની મેળે બોલીને કરવા કહેવું.

૮ એક રમત બરાબર સઘળાંની ને સાથે કરતાં આવડયા સિવાય બીજી રમત શીખવવી નહિ.

૯ દરેક રમત કરાવતાં પહેલાં " તૈયાર " અને " ચાલો " એવા હુકમ આપવા.

૧૦ " તૈયાર " કહેતાની સાથે છોકરાઓએ ડમ્બેલ્સ લેવાને તૈયાર થઇ રહેવું.

૧૧ " ચાલો " ના હુકમની સાથે ડમ્બેલ્સ લઇ હાથ સીધા લટકતા રાખી ઉભા રહેવું.

## ડમ્બેલ્સની ડ્રિલ

### હેતુ-છાતી તથા બગલના સ્નાયુ ખીલવવાનો.

રમત ૧ લી—૧) બેઉ હાથ ઉંચા ૨) બેઉ હાથ નીચા.

રમત ૨ જી-૧) જમણો હાથ ઉંચો, ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ૨) એકથી ઉલટું.

રમત ૩ જી—૧) બેઉ હાથ ઉંચા. ૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ)

રમત ૪ થી—૧) બેઉ હાથ સામા મુઠ્ઠીઓ આકાશ તરફ) ૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ.)

રમત ૫ મી—૧) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ) ૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાવવી.

રમત ૬ થી—૧) બેઉ હાથ સામાં (મુઠ્ઠીઓ આકાશ તરફ.) ૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાવવી.

રમત ૭ મી—૧) બે પગ વચ્ચે એક ફુટનું અંતર રાખી બેઉ હાથ જમણી તરફ તીરકસ લંબાવવા. (ડમ્બેલ્સ ઉભા રહે એવી રીતે.) ૨) આ વખતે ડાબા પગની એડી ઉંચી કરવી એકથી ઉલટું. કરાવવું.

રમત ૮ મી—૧) જમણો હાથ જમણી તરફ તીરકસ લંબાવવો. અને ડાબા હાથની મુઠ્ઠી છાતી આગળ. (જમણો હાથ ને ડાબો હાથ તીરકસ લીટીમાં રહે તે પ્રમાણે) ૨) એકથી ઉલટું.

રમત ૯ મી—(પગ પહેલાં હતા તેમ. ૧) જમણો હાથ સામો ડમ્બેલ્સ ઉભો રાખવો, ડાબો હાથ પીઠગમ પાછળ ખેંચવો ૨) એકથી ઉલટું.

રમત ૧૦મી—૧) બેઉ હાથ સામા (ડમ્બેલ્સ ઉભા રાખવા) ૨) બેઉ હાથ પાછળ પીઠગમ ખેંચવા. (મુઠ્ઠીઓ છાતીના પાસાને અડકેલી રહે એવી રીતે)

# પાઠવાર જોડાક્ષર તથા અઘરા શબ્દો.



| | | | | |
|---|---|---|---|---|
| દિવાળી | દેવ | કબાટ | ફળીઆ | ભાવ્યો |
| અક્ષર | બુધવાર | કોટ | ઘાઘરી | કર્યો |
| ઊઠયાં | મુસલમાન | દહાડામાં | ઓઢણી | ક્યારે |
| નિશાળ | જુમેરાત | અહીં | બદન | આપ્યા |
| સઘળાં | શનિવાર | નિશાળીઆ | પરીક્ષા | અડાડયો |
| લીંપણુ પે | અઠવાડીઉં | શિખામણ | ચોકખાઇ | પૂછ્યું |
| સંજોરી | દરવાજા | ઇશ્વર | ચોકખાં | મહીના |
| ઘુઘરા | પાટીઉં | જ્ઞાન | ધૂળ | કંસાર |
| સાથીઆ | ફુલઝાડ | નિત્ય | સાહેબ | બોલાવ્યાં |
| લુગડાં | ચંપેલી | કાતણ | ગંદી | મંડયો |
| ઘરેણાં | કસરત | નાહ્યા | ગંદા | કઢી |
| દારૂખાનું | ઘંટ | જુઠું | ઢીલ | પાનસોપારી |
| દિવસ | બેઠક | ચિત્ત | સાલ્લા | સગાં |
| ફટાકડા | શીશી | શિક્ષા | ધોવડાવવા | વહુ |
| ત્રીજે | નકશો | લાગ્યો | ગંદવાડ | ભત્રીજો |
| શુક્રવાર | ચિત્રો | ધોતડી | માંદા | ભાણેજ |
| ઝભ્ભો | ટાંગેલો | અંગરખી | કવિતા | માસો |
| સુખી | લખોટા | લેખી | ઢીલ | પીતરાઇ |
| રવિવાર | ચોકઠું | સુરવાલ | વરસગાંઠ | મસિઆઇ |
| ફ્રાઇઆત | પીરસ્યાં | ઝોળી | દુઃખ | આપ્યું |

| | | | | |
|---|---|---|---|---|
| ઓરમાઈ | બબ્બે | વાદળી | નુકસાન | ગમ્યો |
| દૂધભાઇ | મટુભાઇ | થીરૂ | ખીજયા | માસી |
| સાસુ | ઉજાણી | રાખુ | મુંઢાય | દેસાઇ |
| સવેં | આશાપાલવ | જીત્યો | ઠાર | લઈલુ |
| બાથ | શંભુભાઇ | સુંદર | ઉપરાંત | વખાણ્યો |
| દુ:ખડાં | પૈંગમા | મળ્યો | નક્કી | પાઘડી |
| ભૂલી | વધારેલાં | કાંબળી | જુઠ્ઠો | સાચાબોલુ· |
| કલોલ | લીંબુ | ગડ્યા | ફૂટ્યો | મશ્કરી |
| ખૂશ | નારંગી | ચિના | મૂકી | પસ્તાય |
| ઓસડ | લાડુ | રઢાગશો | દીનાધીન | બગર્યા |
| ક્યાં | રાંઢરી | ટેકડાં | સમજ્યો | બૂમો |
| બોલ્યો | શેતરંજી | પથરા | પૂછું | શરમાઈ |
| પ્રમાણે | પાંદડાં | ફેંકાફેંકી | હોશિયાર | નાખ્યા |
| સોરાબજી | કુલડીઓ | ચડાચડ | સેળભેળ | છેતર્યા |
| કહ્યું | પાથરણું | માર્યા | સંતાવા | સપડાય |
| અહમં | વાડકો | ડાહ્યા | ફીકર | જુઠાણું |
| પૂછે | ચટણી | ઊઠ્યો | શાબાશ | શિયાળ |
| ઉતર્યા | ખૂબ | પ્રાણી | પુરી | જુક્તિ |
| માંડ્યું | અગણિત | હંમેશાં | આદુ | કુંડા |
| અહ્યા | ઉજાસ | રસ્તો | વંતાક | લાગણી |
| વિચાર | દૂધ | ફુંફાડા | દહાડીઆ | વાણુ |
| કર્યા | સ્વપ્નું | ઉંદર | બૂડે | ઝુંડ |
| સાંભળતાં | ધિક્કાર | ટોપી | મુક્કે | ખિલાફ |

| | | | | |
|---|---|---|---|---|
| બાંધ્યું | બચ્યું | ઝુંડી | કાતરતાં | ઉપણીએ |
| મોંમાં | રૂપાળું | ચટકા | ત્રણ | કુંસા |
| દૂર | મૂકયો | પ્રાણ | ચચ્ચાર | ઊઠી |
| રસ્તામાં | પકડ્યું | લુચા | પાથરા | કોથળા |
| અન્ન | માંડયું | આંગળા | પહોંચ્યા | ચંદ્રમા |
| ભુખ્યો | છલંગ | મનમુખો | સમડી | ત્યાંસુધી |
| ભિખારી | પુરુષ | સંતોષ | ઠાલવ્યો | નીકળ્યો |
| પ્રભુ | પોપટ | આશીશ | પટલાણી | ખુણામાં |
| આંધળો | પરમેશ્વર | ચતુરાઇ | કુંપણ | વિષે |
| અપંગ | આણ્યું | મર્યાં | ઢગલા | અજવાળું |
| દુકાન | ઉંદરડી | ઉંડું | પીછાં | કામઠું |
| કોઠી | ભંડારીઉં | સુધી | હોંસીથી | ઝગઝગે; |
| વિદ્યા | બિચારી | ઉપાય | ઉમંગ | વાદળાં |
| ચંદ્ર | પ્રકટ્યું | ઘઉં | વાદળીઓ | બેસાડયાં |
| લાગ્યાં | ભટ્ઠા | કાઢયા | લીલાંછમ | તુરીઆ |
| ઢંકાય | સીંચ્યાં | ઢળ્યુ | વચ્ચે | ગલકાં |
| મોડાં | અબેના | મુગાતિ | ચડયાં | દરીઆ |
| નાખ્યું | રૂપીઆ | ટટીંગો | વીંગળાય | શાખ્યાં |
| ઈશારો | શેઠ | કુરેચી | તરબુચ | રહ્યાં |
| નળીઆં | ઘાડીઉ | કાપુક | ડુંગ | ચોકખી |
| ડર્યા | કુહાડી | જમાત | ગાંઠ | રેલમરેલા |
| કોઠીઆ | સોય | સફાઈ | લાવ્યાં | ઘેબરીઆ |
| ધાતુઓ | લક્કડકોડ | ભોંયમાંથી ફૂલ | | વરસાદ |

| | | | | |
|---|---|---|---|---|
| ખુલ્લી | ખુદર | કોહળાનો | ક્યાંથી | ઠેકું |
| ચળકાટ | હીમડો | ઝમણુ | પત્થર | સમજ્યો |
| ભિખારી | ટટાર | ગાટસો | પ્યાલું | પિત્તળ |
| ત્રિકોણ | ઉંચું | હુનર | નીચું | લુહાર |
| ગલગોટા | ફૂટ | ધોળજે | ભુકો | તપાવ્યો |
| દાડમ | ડાળીઓ | ડીટું | પ્યાલા | ટીપ્યો |
| જમરૂખ | ખરબચડી | હીરો | ડહોળું | તાંબુ |
| લટકતું | ખુરસીઓ | કૂતરો | કાદવ | ટિપાય |
| મધપુડો | ખાટલા | શીંગડાં | સાહી | ઓળખાવ્યાં |
| મધમાખી | પાટલા | અમળાઇ | ચૂસી | વત્તા |
| લલકારતો | લીલુંછમ | તૂટી | નિરાંત | શાક |
| ભૂખ | હાલરડું | ફડાફડ | વાગોળવું | સક |
| દોરડાં | ધુમણુ | ફાટફાટ | વગડાઉ | છેલ્લી |
| લુચ્ચા | ચીતરેલ | સોળ | ઘેટું | ટીપુ |
| જીવજંતુ | મશરૂ | નહિ | ક્યારે | ડરાવ્યો |
| સળેલું | ચિનાઇ | કહીં | મળ્યું | ગુપચુપ |
| ભાવ્યું | ફૂલડા | માંસ | લાગ્યું | સૂરજ |
| આણ્યાં | હિંચોળું | જીવડાં | કૂદવું | બોલાવ્યો |
| પડીકા | ઝુલાવવા | ઇંડાં | ગબડયું | ચાકું |
| શીખવ્યું | પાંસરૂં | સૌ | ચ-તુપાટ | મજબુત |
| જાંબુડા | બનાવ્યો | પારખુ | ફરાશું | દાળાં |
| સુખડું | ગોદડીઓ | પાંગરા | આંગળાં | ખવરાવવાં |
| શીખંડ | જોડાએલાં | દોયણાં | દૂધપાક | જળકૂકડી |

☛ નીચેનાં પુસ્તકોનો ઉપયોગ કરવાથી
આપોઆપ બુદ્ધિ ખીલવાની સાથે ☚

ભલે એકવાર ખરીદશો નહિ, પણ જોજો. જોવાથી લાભજ છે.

# ડિકટેશન શિક્ષકમાં શું શું છે ?

૧] પાઠવાર અઘરા શબ્દો. ૨] જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો ૩] કઠિન મળતા શબ્દોની તારવણી. ૪] જોડાક્ષર. ૫] મળતા જોડાક્ષર.

## ☛ ડિકટેશન શિક્ષક. ☚

| | | | |
|---|---|---|---|
| બાળપોથીનો | ૦-૨-૦ | ત્રીજીનો | ૦-૩-૦ |
| પહેલીનો | ૦-૨-૬ | ચોથાનો | ૦-૪-૦ |
| બીજીનો | ૦-૩-૦ | પાંચમ.નો | ૦-૪-૦ |

ત્રિવેદી વાચનમાળા તથા કન્યા વાચનમાળા પુસ્તક ૧લા નો

## ☛ " મુખગણિત શિક્ષક." ☚

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | ૦-૧-૬ | ત્રીજા ધો૦ નો | ૦-૨-૬ |
| પહેલા ધો૦ નો | ૦-૧-૯ | ચોથા ,, | ૦-૪-૦ |
| બીજા ,, | ૦-૨-૦ | પાંચમા ,, | ૦-૪-૦ |

## → ભૂગોળની પ્રશ્નોત્તરમાળા. ←

| | | | |
|---|---|---|---|
| ગુજરાતની | ૦-૩-૦ | મુંબઇ ઇલાકાની | ૦-૪-૬ |
| હિંદુસ્તાનની | ૦-૪-૦ | | |

## " ભૂગોળ શિક્ષક "

| | | | |
|---|---|---|---|
| સુરત શહેરનો | ૦-૩-૦ | સુરત જિલ્લાનો | ૦-૩-૦ |

☛ સુંદરજી કૃત નવી પહેલીના અર્થ બે આના. ☚

બીજા ધો. માટે "અંકગણિતનાં મનોયત્ન" પાંચ આના.

# જાહેર ખબર.

સાતમીના અર્થ જેની અંદર શબ્દાર્થ વ્યુત્પત્તિ અને રૂઢ પ્રમાણે શાસ્ત્રીય પદ્ધતિથી વ્યુત્પત્તિ; કવિતાનું વિવરણ–સ્ફુટીકરણ; સમાસ પ્રકરણ; બારબેલ્સની ડ્રીલ વગેરે. છઠ્ઠીના અર્થ જેની અંદર શબ્દાર્થ વ્યુત્પતિ અને રૂઢ પ્રમાણે, કવિતનો અન્વય: સમજુતી; વ્યુત્પત્તિ; પાઠના સવાલ, પાઠનો સાર વિગેરે. પાંચમીના અર્થ જેની અંદર અર્થ કવિતાની સમજુતી; વ્યુત્પત્તિ: પાઠના સવાલ; પાઠનો સાર; અપૂર્ણાંકના નિયમો; અઘરા શબ્દો; જોડાક્ષરો; વગેરે ચોથીના અર્થ જેની અંદર અર્થ, કવિતાની સમજુતી; પાઠના સવાલ; પાઠનો સાર; અઘરા શબ્દો; જોડાક્ષરો, ડ્રીલ; મુંબઈ ઇલાકાની ભુતળ વગેરે ત્રીજીના અર્થ કવિતની સમજુતી, પાઠના સવાલ; પાઠનો સાર: ભુગોળના સવાલ; અઘરા શબ્દો; જોડાક્ષરો; ડ્રીલ. બીજીના અર્થ જેની અંદર અર્થ, કવિતાની સમજુતી, પાઠનો સાર; અઘરા શબ્દો. જોડાક્ષરો, કિન્ડરગાર્ટન પદ્ધતિ મુજબ શીખવવાની, ભુગોળ, ડમ્બેલ્સની ડ્રીલ વગેરે પહેલીના અર્થ જેની અંદર અર્થ કવિતાની સમજુતી: અઘરા શબ્દો. જોડાક્ષરો, ડમ્બેલ્સની ડ્રીલ પાઠના સવાલ તથા સાર વગેરે. બાળવર્ગની નોટ જેની અંદર મૂળાક્ષર શિક્ષણ: લખવાનો ક્રમ: [illegible] શબ્દો, કિન્ડરગાર્ટન મુજબ બારાખડી શિક્ષણ અંક [illegible] કવિતાની સમજુતી આંકનો ઉપયોગ, સરવાળા [illegible] ક્રમ ગીત સાથે, સાદી ઢકાની રમત. એકથી પાંચ સુધી ઉમેરવા બાદ કરવા વિગેરે.

છગનલાલ મોતીરામ શાહ, શાહપોર–સુરત